૩૫૧૩

# મોહરમ મહાત્મ.



શહકા કરબલમેં, ડુબા સફીના;
રો રો કેહતીથી, બીબી સકીના.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

નુરમુહમદ નવમુસલિમ.

---

અમદાવાદમાં
ધીકાંટે યુનિયન પ્રિન્ટિંગ પ્રેસમાં
ઘેલાભાઈ નરસિંહદાસ મેહેતાએ છાપ્યુ.
કીમત ૬ પાઈ.
ઈ. સન ૧૮૮૮. હિજરી ૧૩૦૬

૩૫૧૩

# મોહરમ મહાત્મ *

આજકાલ હિંદુસ્તાનમાં કેટલાક ભુખે મરતા તથા રાજ્ય કર્તા ઓમાં ભળવાની આશાના લોભવાળા દેશીઓ તેમાં ઘણુંકરી નીચી કોમવાળા પોતાના બાપદાદાના ધર્મનો ત્યાગ કરી ખ્રિસ્તી મતમાં વટલાઈ જાય છે, તે લોકો જે ધર્મમાં વટલાય છે તેની પુરી પરિક્ષા કર્યાવિના તથા તેનો ગુણદોશ જોયાવિના તેમાં પેસેછે, તે પોતાના ધર્મવિરૂદ્ધ કથનો કરે છે, પાદરીઓને ખુશ કરવા કેટલીક નાની સસ્તી ચોપડીઓ લખે છે, ને હલકી કીમતે વેચે છે તે ચોપડીઓમાં આંખો બંધકરી જેવું મરજીમાં આવે તેવું ધબકારે છે.

મોહરમ અથવા તાબુતનો તેહેવાર નામની એક ચોપડી હાલ અમારી નજર આગળ આવતાંજ તેનું લખાણ કેવું છે તે અમે સઘળા વિચારવંત વાંચનારાઓના સંનમુખે મુકવાનું ધારીએછીએ, એ નાની ચોપડીના જવાબના અમે હેઠળ પ્રમાણે ભાગ પાડ્યા છે ૧ શહાદત એટલે ખુદાના રસ્તામાં માર્યા જવું. ૨ મજકુર ચોપડીમાં જે હકીકત લખી છે તે કેટલે દરજે ખોટી છે તેના ઉપર ટીકા. ૩ ખ્રિસ્તી ધર્મના જે બ્યાન તે ચોપડીમાં છે તેના ઉપર ટીકા. ૪ કુરાનનો જે વાક્ય મજકુર કીતાબમાં લખ્યા છે તેનો ખુલાસો.

**૧ શહાદતની હકીકત**—હજરતઅલી પછી તેમના મોટા સાહેબજાદા ઈમામહસને છ મહીના સુધી ખીલાફત

કરી અમીર મુઆવીઆને સઘળો ખીલાફતનો હક સોંપી દીધો, ને પોતાના ખરચનો બંદોબસ્ત કરી પરમેશ્વરની બંદગી કરવા લાગ્યા. ને અમીર મુઆવીઆના મરી ગયા પછી તેમનો દીકરો યજીદ ગાદીએ બેઠો એની રાજધાની શામના મુલકમાં એટલે સીરીઆમાં હતી, એ માણુસ સ્વછંદી, છાકટો, દુર્ગુણી તથા દુરાચરણી હતો. પોતાની સત્તા મજબુત કરવા સારૂ તેણે ધર્મપુર્વક પ્રતિજ્ઞા દરેક મુસલમાનથી લેવા માંડી, ને સૌથી પેહેલાં હજરત ઇમામહુસેનને તથા અબદુલ્લાબીન ઉમર વિગેરેને સંભાર્યાં. યજીદને એ લોકોની ઘણી ફીકર હતી એ પેહેલાં તેણે હજરત ઈમામહસનને મરાવી નંખાવવાનું નિશ્ચય કીધું. ને તેમની ધણીઆણીને કહાવી મોકલાવ્યું કે તારા ધણીને તું ઝેરથી મારી નાખેતો હું તને આ મોટા રાજ્યની પટરાણી કરીશ, ને જે તું કહેશે તે હું સાંભળીશ, એ બાઇડીએ ૭ વખત ઝેર દીધું પણ કંઈ તેની અસર થઈ નહી. ને સાતમી વખતે ઝેરે કામ કરી નાંખ્યું, ઘણાજ ભારે મંદવાડની વખતે ઇમામહુસેને ભાઈને પુછયું કે તમને કોણે ઝેર આપ્યું, અમને નામ બતાઓ કે અમે બદલો લઈએ, ત્યારે તે બોલ્યા, ભાઇ જે માણુસ ઉપર મને શક છે જો તેણેજ એ કામ કર્યું છે તો પરમેશ્વર બદલો લેનાર મોટો ધણીછે, ને જો તેણે એ કામ કર્યું નથી ને બીજાએ કર્યુંછે તો એક નિરાપરાધીને મારાથી નુકશાન પોહોંચે તેનો જોખમદાર હું રહુંછું. જુઓ જીવ

આપતી વખતે કેટલું ગંભીરપણું, સબર ને ક્ષમા છે. ખ્રિસ્તીભાઇઓ જરા ઇનિસાફની નજરથી બાયબલને ઉઘાડી એ એહવાલને ક્રાઇસ્ટના સુલી ઉપર ચઢવાના ને બેસબરી બતાવવાની સાથે સરખાવી જોશો. હજરત ઇમામહસને સાત હજ પગે ચાલીને કરેલા, ઘોડા તથા બીજી સ્વારીઓ સાથે ચાલતી ને પોતે પગે ચાલતા, બે વખત પોતાના ઘરની સઘળી માલમીલકત પરમેશ્વરના નામપર આપી દીધેલી, તે એંસુધી કે પગનો એક જુતો પેહેરવાનો રહી ગએલો. જ્યારે હજરત ઈમામહસન ગુજરીગયા ત્યારે હજરત ઇમામહુસેન ભાઇની લાશ ઉપર આવી એવી રિતે રૂદન કરતા હતા. બૈત.

આપને નોશકીઆ ઝેહરે હલાહલ ભાઇ,
ઇસકે સદમે કોતો જાને હે મીરા દીલ ભાઈ;
ખુદ તો જન્નતકો ગએ ઓર હમેં તનહા છોડા,
આપકે હિજ્ર મેં જીના હુઆ મુશકીલ ભાઈ.
કુચ્છતો બતલાઓ રહે મુલકે અદમકી ખુબી,
કતઅ કરની હે હમેંભી યહી મનજીલ ભાઈ;
ઝેહેર કિસને દીઆ ઓર કીસને કીઆ કામ તમામ,
કોનસા આપકા પેદા હુવા કાતીલ ભાઇ.
યકબયક છોડદીઆ હમ જીગર અફગારોંકો,
દુરકી રાહ ચલે ખુબ યે મનજીલભાઇ.

નિર્દોશ નિરાપરાધી ઇમામહસન હતા, તેમને ફક્ત દેશને

લીધે યઝીદે મરાવી નંખાવ્યા, ત્યાર પછી આ ક્રુર કર્મ કરનારી ઘાતકેણ જાદાએ યઝીદને કેહેવરાવ્યુ કે તેં જે કહ્યું હતું તે મેં કર્યું. ને તું તારા વચન પાળ, મને પટરાણી કર, ત્યારે તેણે ઉત્તર મોકલાવ્યો કે ઇમામહસન જેવા માણસને તેં મારીનાખ્યા એટલે મારી પણ એજ વલે કરે, માટે કોઈ બીજાને શોધીલે, દીનખોઇ દુનીયામાં ફટકારી થઇ—હજરત ઈમામહુસેનની શહાદતની હકીકત, વલીદનામી મદીનાના ગવરનર ઉપર યઝીદે હુકમ લખ્યો કે બેયત એટલે મારા ખલીફા થવાની પ્રતિજ્ઞા ઇમામહુસેન તથા અબદુલ્લાબીન ઉમર વિગેરેથી લો, જો તેઓ ઇનકાર કરે એટલે તેમના માથાં વાઢીને અમારા દરબારમાં મોકલી દેવા. એ હુકમ ઇમામહુસેનને વલીદે સંભળાવી દીધો, અને ઈમામહુસેને પ્રતિજ્ઞા કરી યઝીદ ખલીફો કબુલ કરવાની ઈનકાર કરી કેમકે, તેના આચરણ અત્યાર સુધી સુધરાયા નોહોતા ત્યારબાદ મદીનાના રોજામાં પોતાના નાનાની કબર આગળ આવી ભેગા થએલા લોકોથી રજા લીધી.

અને ત્યાંથી મક્કેશરીફ આવ્યા, અને જ્યારે કુફાના લોકોને ખબર થઇ કે આપ મક્કે આવ્યા છે, તો તેડવાને વાસ્તે કાગળ ઉપર કાગળ લખ્યા તે એં સુધી કે દોઢસોનો આશરો થઈ ગયો, ને કેટલાક માણસ પણ તેડવા સારૂ આવ્યા. ત્યારે તેમણે પોતાના પીત્રાઈ ભાઇ મુસલિમને ત્યાં મોકલ્યા, કે ત્યાંની હકીકત લખીને બરાબર ખબર આપે. મુસલિમ

કુફામાં ગયા ને ત્યાં બતરીશ હજાર માણસોએ તેમની તાબેદારી કબુલ કરી ને એ હકીકત લખી ઇમામહુસેનને મોકલાવી કે લોકો આપના દર્શનના તરશા છે, આપ અહીંઆં પધારશો, એ ઉપરથી ઇમામહુસેન મદીનેથી કુફે રવાના થયા, હવે કુફામાં બીજીજ વાત થઈ ગઈ—જ્યારે મુસલીમની કુફે જવાની વાત યજીદે સાંભળી ત્યારે ત્યાં ઉબેદુલ્લા ઇબને જ્યાદને બસરેથી બદલ્યો ને હુકમ કર્યો કે મુસલીમ તથા તેના હીમાયતીઓના માથાં વાઢીને વેહેલાસર અહીં મોકલાવ, તે ઉપરથી ઉબેદુલ્લાએ ત્યાં આવતાંજ મુસલીમના માણસોને વીખેરી નાખ્યા. તે એં સુધી કે નીમાજ પડતી વખતે પાંનસો માણસ હતા, ને પઢી રહ્યા ત્યારે એકે ન મળે. મુસલીમ બિચારો એકલો પોતાના દીકરાઓ સાથે કુફામાં ભટકાતો ફર્યો, કોઈ ઘરમાં જગ્યા ન આપે ને બહાર પણ, છેવટે જીલહજની ૩ તારીખે મુસલીમ શહીદ થયા તે વખત મનમાં એજ વીચાર હતો કે આ જે મારા ઉપર વિત્યુ છે તેની ખબર મારા ભાઈ ઇમામહુસેનને કોણ કહે, કે તે અહીઆં ન આવે.—ઉબેદુલ્લાએ તેમનું માથું વાઢી યજીદની પાસે દમીશકમાં મોકલી દીધું. ઉબેદુલ્લાના સાંભળવામાં આવ્યું કે મુસલીમના બે છોકરા પણ સાથે હતા, તેથી હુકમ આપ્યો કે જે તેમને લાવશે તેને ઇનામ મળશે, ને જે સંતાડશે તેનું ઘર લુટાઈ ખરાબખસ્તા થઈ જશે. એ દીકરાઓ કાજી શરીહના ઘરમાં હતા, તેણે પોતાના દીકરા અસદને કહ્યું

કે આજ એક કાફલો મદીનાતરફ જાય છે તેને હવાલે આ સાહેબજાદાઓને કર, કે સારી રીતે પાળીને પરવરશ કરે. તે લઈને ગયો તે વખત કાફલો ઉપડી ગયો હતો, ને તેની ધુળ ઉડતી જણાતી હતી, બેઉને અસદે કહ્યું કે દોડીને કાફલામાં ભળી જાઓ, ને તે ઘેર આવતો રહ્યો. એ બેઉ દોડ્યા પણ કાફલાને મળી શક્યા નહીં, તેથી નિરાશ થઇ ગયા ને રાત્રે ભટકવા લાગ્યા, ઉબેદુલ્લાના બે નોકરોએ તેમને પકડ્યા ને શેહેરના ફોજદાર પાસે લાવ્યા, તેણે ઉબેદુલ્લાને ખબર કરી ને કેદખાનામાં આવા બેઉ નાના બાળકોને મોકલી દીધા. જેલર મશકુર નામનો સારો ઇમાનદાર માણસ હતો, તેણે બેઉને ગળે વળગાડી ઘણું રૂદન કર્યું ને દિલાસા દીધા, રાત થઈ તે વખતે બેઉને સંઘાતે લઇ શેહેરની બહાર ગયો ને કાદસીઆના રસ્તાપર લાવી પોતાની અંગુઠી નિશાન દાખલ આપી કહ્યું કે કાદસીઆમાં પોહોંચો તે વખત મારા ભાઇને આ વીંટી આપજો, તે તમને મદીના સુધી વિના હરકતે પોહોંચાડી દેશે, એમ કહી તે ગયો ને એ બેઉ પણ ચાલતા થયા, આખી રાત ચાલ્યા ને વહાણું વાયું તે વખતે મશકુરે જ્યાંથી વીદા કર્યા હતા ત્યાંજ એ હતા, તે વખત એમને ઘણી બીક લાગી ને એક પોળા ઝાડમાં સંતાઈ ગયા, ત્યાં પાણી ભરવાને એક સ્ત્રી આવી ને તેણે બેઉ બાળકોને પુછ્યું તમે કોણ છો? તે બેઉએ બધી હકીકત કહી સંભળાવી. તેણે મોં ધોવરાવ્યાં ને પોતાની ધણીઆણીને એ વાત

કહી, પેલીએ બેઉને બોલાવી જુદું મકાન આપી ઘરમાં રાખ્યા; રાત્રે એનો ધણી જેનું નામ હારીસ હતું તે ઘેર આવ્યો, ખાઈ પીને ઉંઘતો હતો કે એક બીના ત્યાં બની તે ઉપરથી તે જાગી ઉઠયો, તે બીના એ હતી કે બેઉભાઈ ખા-ઇને સોવા ગયા એટલામાં એકે કહ્યું કે, ભાઈ શું સુઈ જાઓ છો ઉંઘ લેવાની વખત નથી, કેમકે મેં એક સ્વપ્ન જોયું કે પેગમબર સાહેબ તથા હજરત ફાતિમા ત્યા હજરત-અલી એક સુંદર બગીચામાં ફરે છે, ને તેમની સાથે આપણો બાપ પણ છે ને આપણે એ છીએ, ત્યારે પેગમબર સાહેબે ફરમાવ્યું મુસલીમ તમે આવ્યા ને એ બે બાળકોને જુલમ ગારોમાં મુકીને શું આવ્યા, તે વેળા બાપ બોલ્યા કે સાહેબ એ પણ આવવાની તૈયારીમાં છે. કાલે એ અહીઆં આવી જશે એ ઉપરથા ભાઇ મનેતો સિદ્ધ થાય છે કે આપણો પણ કાલે કાળ છે, એ સાંભળી બીજા ભાઇને અસર થઈ ને બેઉ ગળે વળગીને એવી રીતે રડી પડ્યા કે હારિસ ઉંઘમાંથી ઉઠયો, અને પોતાની સ્ત્રીને પુછયું તે બાપડીએ કંઈ ઉતર ન આપ્યો, તે પોતેજ દીવો લઇને ગયો ને તે બેઉને પુછયું ત્યારે તેમણે નિરભય જગ્યા જાણેલી હતી તેથી સાચુ બતાવ્યું. તે બેઉના વાળ ઝાલી ભારે દુઃખ દેતો તે ઘરમાંથી બહાર લાવ્યો—તેની બાઈડીએ કહ્યું કે અરે આ શું કરે છે! એ બાપડા ગરીબ બાળક છે, પરદેશી છે ને વગર બાપના છે. એમની માતુશ્રીનો છાંયડો માથે નથી એમને હેરાન કરીશ

નહીં. અરે દુન્યાની દોલત ઉપર શું ફુલે છે, તે કેટલા દહાડા ટકશે, એમના ચેહરાતો જો, કેવા રૂપાળા ને નુરાની છે, અરે પરમેશ્વરને વાસ્તે એમના ઉપર દયા કર, એ પોતાની સ્થિતિ ઉપર રૂએ છે. તેણે ઉત્તર દીધો અરે રાંડ તું મુર્ખ છે, મને ઘણા પૈસા મળવાના છે ને સુખ ચેનથી ખાઇપીને રહીશું, એમ કહી બેઉના વાળ ઝાલી તાણ્યા ત્યારે તે બેઉ બોલ્યા, અરે એ ભલા માણસ અમે તારૂં શું બગાડયું છે? અમારે માથે કોઇ નથી, એમ કહી તેના પગ ઉપર માથાં મુકી દીધાં પણ તેનું દીલ કોમળ ન થયું, દયા ન આવી ને યુફ્રેટીસ નદી ઉપર લઈ આવ્યો, તલવાર નંગી કરી, તે બેઉ બીકના માર્યા એકબીજાથી વળગી ગયા, તે વખતે એક ઘા મારી બેઉનાં માથાં જુદાં કર્યાં ને બેઉના ધડ પાણીમાં નાખી દીધા, નદીમાં પડ્યા પછી પણ તેઓ એકબીજાને વળગી પડ્યા, કહો ભાઇ આ બાળક કોઈનું રાજ લેવા ગયા હતા, ને એમ હોત તો એ આવા મોતને પાત્ર હતા દયા! દયા!! દયા!!!

કહે મુસલિમના બેઉ તન પાપી,હારીસરે. કેમ કઠણ કર્યુંછે મન; પાપી.
અમે નાના છીએરે બાળ, પાપી. મુકી દેને અમારા વાળ;પાપી.
તારા પાપથી આડો આંક,પાપી. કેહને શોછે અમારો વાંક;પાપી.
નથી માતપિતાકો હિઆંય,પાપી.નેંતો જોવા જેવું અહીયાય;પાપી.
અમે પાએનમાવીએ શીશ,પાપી.અમઉપર શાનેઆવી રીશ;પાપી.
અમે કોનું બગાડીઉં કામ,પાપી. લાંબે પંથે અમારૂં ગામ;પાપી.

જોકે મલશે તને ઇનામ,પાપી. પણ જહન્નમમાં થાશે મુકામ;પાપી.
પાળ્યા માબાપે શું એ કાજ,પાપી.અમને કાપે તને મળે રાજ;પાપી.
લાજનિર્દય હૈયાનો લાજ,પાપી. મારે પરોણાને તે દગાબાજ;પાપી.
૩ ઓઆંસુડા ઢાળીને તેહ,પાપી. ધ્રુજે થરથરથરદેહ.પાપી હારિસરે.

ઈમામ હુસેન જીલહજની ત્રીજી તારીખે મક્કેથી કુફે તર ફ રવાને થયા તે વેળાએ બ્યારસી માણસ આપની સંઘાતે હતા, તે સગાવહાલા તથા નોકર ચાકર હતા. રસ્તામાં ફરજુક કવી મળ્યો તેને પુછ્યું તું ક્યાંથી આવે છે? ફરજુકે કહ્યું હું કુફેથી આવુંછું, ને મુસલીમ તથા તેમના દીકરા મરાયા ગયા, કુફી લોકો બધા ફરી ગયા છે, આપ ત્યાં જશો નહીં તે વખતે ઇમામ હુસેને પાછા ફરવાના મનસુબાની સલાહ લીધી, ત્યારે મુસલીમના ભાઇઓ બોલ્યા આપ જાઓ અમેતો અમારા ભાઈનો બદલો લઈશું ત્યારેજ રહીશું અથવા માર્યા જઈશું, ઇમામ હુસેને કહ્યું તમારા મરી ગયા પછી મારૂં જીવવું પણ કંઈ કામનું નથી, એમ કહી આગળ વધ્યા ત્યારે હુર નામનો એક સરદાર એક હજાર સ્વાર સાથે આવી સામાં ઉભો રહ્યો ને કહ્યું, આપને પકડવા સારૂ હું આવ્યોછું પણ આપનો દાસછું, મારી સાથે આપ આવો તે કરબલાના મેદાન સુધી લઇ ગયો ને કહ્યું લશકર ઉપર લશકર બરાબર આવતું જાય છે. માટે કોઈ બીજી તરફ પધારોતો સારૂં ઈમામહુસેને કુચ કરી આખી રાત ચાલ્યા વહાણામાં કરબલાને કરબલામાંજ હતા

કહેછે કે સાત દિવસ સુધી એમને એમજ થયું ઊંટોને મારે પણ ચાલેજ નહી, મેખો મારે તે વખત ભોંયમાંથી લોહી નિકળી આવે, ઈમામહુસેને પોતાના વાયદાની જગ્યા ઓળખી ને બાળક તથા સ્ત્રીઓની સામા ઉદાસીની અંખથી જોયું ને કહેવા લાગ્યા—

ભાઇ એજ મુકામ છે, હવે બીજી જગ્યા નથી, દિલના અરમાન અહીઆંજ પુરા થશે. હુસેન આ જગ્યાથી આગળ નહીં જાય. ઘોડા ટટુ લાધેલા હોય તેમને છોડી નાખો, તમે બધા મારી નજરની સામાં અહીઆં કપાશો, અને હું એકલો તમારૂં રૂદન કરીશ, મારા પછી મારા દીકરા આબીદ એકલાજ રહેશે, ત્યાંઆગળ તંબુ ઠોક્યા ને જગ્યાએ એમની બેહેન કુલસુમે ભાઇને કહ્યું કોઈ બીજે ઠેકાણે અમને પોહોચાડો, અભ્યંકર ભોંય છે, તેમને ઈમામહુસેને ઘણા દિલાસા દીધા. ઉબેદુલ્લાને ખબર થઇ તે વખત એક પત્ર લખ્યો કે યજીદની પરતિજ્ઞા કબુલ કરો અથવા લડવાને તૈયાર થાઓ, તે પત્રને ઈમામ હુસેને ભોંય ઉપર નાંખી દીધો કે એનો ઉત્તર મારી પાસે નથી—ઉબેદુલ્લાએ ત્યાં બાવીસ હજાર સ્વાર તથા પેદળનું લશકર ભેગું કર્યું ને યુફ્રેંટીસ નદીપર પોહોરા બેસડાવી પીવાનું પાણી બંધ કર્યું, મોહરમની છઠી તારીખથી દશમી સુધી નાનાબાળકોથી મોટા માણસ સુધી કોઈને પાણી પીવાનું ન મલ્યું, નાનાબાળકો

માયોના ખોળામાં ઠસકા લેતા હતા, મોટા માણુસોની જીભ સુકાઈ ગઇ હતી ને હાથના ઈસારાથી વાતો થતી હતી, એવી હાલતમાં કુરાનશરીફ સનમુખે મુકી બંદગી કરતા હ-તા, જે વખત પાણીની ઘણી તંગી થઈ ત્યારે ઈમામહુસેને ઇબ્નેસઅદ નામના સરદારને લખી મોકલ્યું કે ત્રણ કા-મોમાંથી એક કામ કર ૧ અમને રજા આપ કે મક્કે જઈ-એ. ૨ અથવા કોઇ બીજા શેહેરમાં બાળબચ્ચાં લઈ જતા રહીએ, ૩ યજીદની પાસે મોકલ કે જે થવાનું હશે ત્યાં થ-શે. ઇબ્નસઅદે એ હકીકત ઉબેદુલ્લાને લખી તેણે કહ્યું કે પ્રતિજ્ઞા કરે તો મુકજે નહીંતો મારી નાખજે-છેવટે ઈમામ હુસેને પોતાના લોકોને ભેગા કરીને કહ્યું કે હું ઘણીજ ખુ-શીની સાથે તમને રજા આપછું કે તમે મનમાં આવે ત્યાં જતા રહો તમને કતલ થએલા હું જોઈ શકતો નથી તે લોકો બોલ્યા—

આચરણ મુકી અમે ક્યાં જઈશું, આપની પેહેલાં અ-મે મરીશું, આપની પાસે સદાએ રહીશું, મરીશું ને તેવી જ હાલતમાં હજરતઅલી તથા પેગમર સાહેબને મળીશું, અમે ઝાકળ સરખા છીએ રાતે આવી વહાણુંવાએ સ્વા-રની મંદ મંદ વાયુમાં અમે ઉડી જઇશું—

કતલની રાત—ઈમામહુસેનના ટોળા ઉપર ઘણી ભ્યંકર હતી વહાણુંવાએ કોણ જાણે શું થશે ત્રણ દહાડાના ભુખા તરશા પરમેશ્વરની ભક્તીમાં મન લગાડેલું હતું, માયો પોતા-

ના બાળકો કાલે ફુલની માફક કરમાઈ જશે તેના ધ્યાનમાં ભયભિત, બેહેનો પોતાના વહાલા ભાઈઓનુ અંત આવશે તે વિચારમાં ડુબેલી, ઇમામહુસેન સમાધની સ્તિમાં ડુબી રહેલા, તે વખતે પેગમર સાહેબને ફરિસ્તાના લશકર સાથે જોયા તો, તે ફરમાવવા લાગ્યા કે હે પુત્ર દુશમન તને દુખ દેછે તેમને કયામતને દહાડે મારાથી કામછે. તું સબર કરજે તું શહીહદ થઈ કાલ ત્રણ દહાડાનો ભુખો તરસો મારી પાસે આવશે. હે ખુદા મારા હુસેનને સબર આપજો ને એની મુસીબતનો બદલો દેજે.

મોહરમનો દિવસ—વહાણું વાયું એટલે સામા લશકરમાં ડંકા ગડગડવા લાગ્યા ને નિશાન ફરફર ઉડતા થયા—આ તરફ ઇમામહુસેન સ્વારની નિમાજ પડી પેગંબર સાહેબનો ફેંટો માથે બાંધ્યો. ઇમામહસેનનો પટકો કેડે કરયો ને હજરતઅલીની તલવાર જુલફીકર હાથમાં લઇ બધાથી રૂખસત થવા તંબુમાં આવ્યા, ને કહેવા લાગ્યા કે આજ અમે રૂખસત થઇએ છીએ. અને પરમેશ્વર તમારી સંભાળ રાખે, તમને તેના હવાલામાં સોંપુંછું કેમકે આજ દુશમન ની તલવારને મારૂં માથું છે.

અરે તમારી જુદાઈનો મારા દિલ ઉપર દાધછે, મારો અંત અહીઆં તમને લઈ આવ્યો; બેન જેનબ હવે હું જાઉ છું, મારા પછી જે તમારા ઉપર વિતે તેપર સબર કરજો, આપણુ અહોઆં કોણ છે !

સાહેબજાદા આબીદને કહ્યું તું માંદોછે, પણ ભાઇ બધી બરદાશ રાખજે, એમ કહી બહાર આવ્યા, બધા રૂદન કરવા લાગ્યા. ઇમામે રડયાકુટ કરવાની સર્વેને મના કરી–કુલસુમ તથા જેનબ જેમને ભાઈ ઘણો વહાલો હતો તે બોલી અરે ભાઇ ઓ નાવડીઆ અમારી નાવને મજધારમાં મુકીને તું કયાં જાય છે? એ નાવ ડુબી જશે અરે અમે કયાં જઈ શું? દુખ દરીઆથી અમને કોણ પાર ઉતારશે? સર્વને દિલાસાના વચન કહી ઈમામ તંબુથી બહાર આવ્યા ને સ્વારીનો ઘોડો મગાવ્યો તે ઉપર ચઢી દુશમનની સામા ગયા ને બોલ્યા—એ લોકો તમો જેનો કલમો પઢોછો તેનો હું કોણ છું? શું મેં તમારામાંથી કોઈ ઈરાકીને મારી નાખ્યો છે? કે તમે મહારા લોહીના તરશાછો? તમેજ મને બોલાવી મારૂં લોહી ચાટવાનું ધારોછો? નદીનું પાણી આજ જાનવરો પણ પીએ છે તે તમે અમને પીવા દીધું નથી—

મારૂં કામ બોધ કરવાનું છે તે મેં કર્યું, હવે તમે જાણો ને કૃત્ય, તંબુની આસપાસ ખાઇ ખોદાઇને ઇમામ હુસેને તેમાં દેવતા બાળ્યો કે રખેને કોઈ અમારા જનાના તંબુ તરફ જાય, પછી લડાઇ શરૂ થઈ સાથીઓએ પેહેલાં ઈમામહુસેનને લડવા જવાદેવાને આડે આવ્યા. ને એક પછી એક જઈ સોસો પચાશ પચાશને મારી નાખ્યા, કોઇ ઇમામહુસેન તરફનો મરતો તો પોતે જઈ દુસ્મનના લશ્કરમાંથી તેની લાશ ઉઠાવી લાવતા–જ્યારે પચાસ કરતાં વધારે માણસો

કપાઈ ગયા ત્યારે હજરત ઈમામે ધાંટો પાડીને કહ્યું કે શું કોઈ એવો નથી કે પરમેશ્વરને વાસ્તે અમને મદદ કરે? એટલામાં હુર સામાથી નિકળી ઇમામની તરફ આવ્યો ને ઘણા લોકોને મારીને શહીદ થયો. પછી અબ્બાસ, કાસમ તથા અલીઅસગર, અકબર વિગેરે શહીદ થયા, છેવટે આબીદ જે તે વખતે માંદા હતા, પોતાના હાથનાં ભાલો લઈ બાપ ઉપર મરવાને નિકળ્યા, બાપ તેમને પાછા બોલાવી પોતે રણમાં ઝુઝવાને બહાર પડ્યા. વિજળીની માફક તલવારો ઝલકવા લાગી, ઇમામે ઘણા લોકોને ઠાર કર્યા તેવામાં તરશ અતિશય લાગવાથી નદી તરફ ઘોડાને નાખી દુસ્મનોને કાપતાં પાણીપર જઈ પોહોંચ્યા, ને ખોબામાં પાણી લઇ પીવા જાય છે કે નાના નાના બાળકો સાંભરી આવ્યા, હાથમાંથી પાણી મુકી દઇ પાછા તંબુમાં આવ્યા ને આબીદ તથા સકીનાને ગળે લગાડ્યા, કુલસુમ તથા બાનુંને રૂદન કરવાની મના કરી બહાર આવ્યા, દુસ્મનો એકદમથી એકલા ઇમામ ઉપર તુટીપડ્યા ને કોઇનો તીર કપાળમાં વાગ્યો, લોહી લુછતાં લુછતાં પણ લડતા હતા. એંશી ઘા વાગ્યા પછી લુગડાં લોહીમાં રંગાઇ ગયાં હેઠળ ઉતરી પાણી માગ્યું કોઈએ છેલો વખત જોઈ પાણી આપ્યું જેવા પીવા જાય છે કે કોઇએ તલવાર મારી હોઠ વિગેરે કાપી નાખ્યા ને પછી થોડીવારે જીવ આપ્યો, તે વખત એક વાગ્યાની વખત હતી શીબલ નામના માણસે માથું પક-

થી જુદું કર્યું—તે વેળા બેહેનો તંબુમાંથી જોઈ રહી હતી—હાય! હાય! આ બેહનોની આંખોમાં દુનીયા કેવી જણાતી હશે, તેમના મનનું વૃત્તાંત કોણ વર્ણી શકે.—

---

૨ હવે મોહરમમાં ઢોંગ વિગેરે થાય છે તે વિશે અમે અમારો વિચાર જણાવીએછીએ.

તાબુત એ બુતપરસ્તી નથી કેમકે બુત એટલે મુર્તીને પરમેશ્વર જાણીને તેની પુજા કરવી તે બુતપરસ્તી છે; તાબુત મુર્તી ને તે પરમેશ્વરની જગ્યાએ ગણાતું નથી, તેથી બુતપરસ્તી નથી એતો ઇમામહુસેનના રોજાનો નકશો છે તેને માન અપાય છે. જોગી વિગેરે બને છે તે લોકો પોતાનો પ્રેમ દેખાડે છે કે આવા દુખી મોતથી અમે લાગી થઈ ગયાછીએ. વાઘ એમ ધારે છે કે અમે તે વખત હોતતો એ દુસ્મનોને કાચા ખાઇ જાત વિગેરે વિગેરે આસ્તાઓ લોકોને ઈમામહુસેન ઉપર પ્રેમ દેખાડવાની જુદી જુદી રિતો માણુસના મન પ્રમાણે છે. હવે તે શાસ્ત્ર પ્રમાણે દુરૂસ્તના દુરૂસ્ત જોવાનું તમારૂં કામ નથી એતો મુસલમાનોનું પોતાનુંજ કામ છે.

વિલાયતમાં એવા મેળા નથી થતા શું તે બૈબલમાં કરવાની આજ્ઞા છે ને નથીતો કેમ અમસ્તા ઢોંગ કરે છે.? પણ તમે અમને શીખામણ દો તેમાં કંઈ તમારો સ્વાર્થ હોવા જોઇએ હા. ખ્રિસ્તીઓનો એવા ઠાઠનો કોઈ તેહેવાર

હિંદુસ્તાનમાં થતો નથી તેથીજ બળી મરતાં મોહરમની ચોપડી લખી છે.

પાદરીસાહેબ લખેછે કે કુરાનમાં હજરઅશ્વદ ભક્તિ કરવાનું લખ્યું છે ને તાબુતની હકીકતતો હોયજ કયાંથી, કેમકે કુરાન લખાયા પછી ઘણે વર્ષે એ લડાઈ થઈ. હવે એ ઉપરથી અમારે એમના જ્ઞાનનો તોલ કરવાનું છે. હજરે અસ્વદની ભક્તિ કરવી એવુંતો કુરાનમાં છેજ નહી તેમજ કુરાન લખાયું એટલો શું એ પણ કંઇ બાયબલ જેવી ચોપડી હતી કે ઘણા વર્ષો પછી લખાય, જેમાં લખનાર પેહેલો પુરૂષ સાંભળનાર બીજો ને પ્રમેશ્વર તથા ઈસા મુસા વિગેરે પેગમબરો ત્રીજા પુરૂપમાં. ભાષા ઈશ્રી કોણ જાણે સર્વોતમ છે કે માણસના રચેલા પુસ્તકો તેના કરતાં મધુરતા વિગરે રસમાં વધે છે એતો હીબ્રુના વિધારથી શીવાય કોણ કહી શકે છે.

જરા જુનાકરારને વાંચી જોઇએ તો એજ વિચાર આવશે કે પરમેશ્વવને બની ઈસ્રાઇલ શીવાય બીજું કંઈ કામ જ નોહોતુ, મીસરમાં તે પ્રકાશે ને હીંદુસ્તાન અરબસ્તાન ચીન વિગરેનુંતો નામજ જણાતું નથી, અને વળી પવમેશ્વરને ખમીરી રોટલીઓ ઘણી પસંદ છે, ઘડીમાં મેઘમાં ઉતરે છે. ઘડીમાં અગનીમાં પ્રકાશે છે ને ઘડીમાં મોહેમો મુસાથી વાતો કરેછે, તોએઇસ્રાઇલિ બળદોની મુરતી પુજેછે ભાઈ સાહેબ કુરાન એવો નથી પ્રથમ પુરૂષ પરમેસ્વ ( પ્રેણા કરનાર) ને બીજો પુરૂષ સાંભળનાર ત્રાજો પુરૂષ

જેની હકીકત હોય તે, કુરાન સાંભળી તેના મહુરની અભણ પેગમબરની જીભથી નીકળેલી તેણે લાખો એ ભાષા જાણનારને મુસલમાન કરી લીધા ને તલવારો હેઠળ નાખી દીધી હશે એ વિશે અહીંઆ વિવાદ નથી પણ મોહરમ આપણા સનમુખ છે.

શું સુન્ની તથા શીઆ એમાં ખેરાત નથી કરતા? લાખો રૂપીઆ એ તેહેવારમાં ખરચ થઇ જાય છે. ને તે શીવાય હિંદુ મુસલમાનોની ખેરાત તો એટલી બધી થઇ છે કે હવે તો ખજાના ખાલી થઈ ગયા છે. અમીર તૈમુરે ઇમામહુસેનની કબર બનાવી એવું કી તવારીખમાં લખ્યું હશે? એ તો પાદરી સાહેબના મનની કલપના શીવાય બીજું શું હોય, સુન્નીપંથના મુસલમાનો શીઆ કરતાં ઘણાં જાહેલ છે એવું જે પાદરી સાહેબ કહે છે તે વાત ખરી છે, પણ ઈમામહુસેનના શોકમાં બેઉ એક મત છે. અમારા ધાર્યામાં જાહેલ લોકો સુધરેલાઓ કરતાં ઘણાજ સારા છે, સુન્નીઓએ જે કામ દુન્યાના ઇતિહાસમાં દર્શાવ્યાં છે ને દર્શાવે છે તેથી કોણ અજાણ્યું છે, હીંદુઆ સાથે મુસલમાનો જાણી જોઇને હુલડ મચાવે છે, એવું જે લખ્યું છે તે વિશે અમે કહીછીએ કે હિંદુ તથા મુસલમાન બેઉ ભાઈ છે તાજીઆને નહીં જવા દેવા મંદીર આગળથી, કે હિંદુઓની સવારીને રોકવી તે ઉભું કરવાનું કામ ભુખે મરતાં મોલવીઓ તથા લાડુભટ બ્રાહ્મણોનું છે, તેમાં કોઇ સારો માણસ સામેલ થાય નહીં. મોહરમમાં મુગલાઈ વખતમાં ઘણી ઘણી કાપાકા-

પા થતી, એ તો કંઇ સ્વપ્ન સરખું છે તે ફીઆ ઇતિહાસમાં અહાઃ હાઃ:

દક્ષિણ હૈદરાબાદની હકીકત અમે ન્યુઝમાં વાંચીએછીએ તો કોઈ વખત પણ મોહરમના ક્લેશને લીધે લડાઈ અમારી નજર આગળ આવી નથી, ઈંગ્રેજ સરકારના અમલમાં કે બીજા અમલમાં કાયદાને માન આપવાનો મુસલમાનોનો ધર્મછે, ને અમારા ધર્મનું રક્ષણ કરે તેની વૃદ્ધી દરેક ખુતબામાં વાંચવાને બંધાએલા, ને તે પ્રમાણે થાયછે. મુંબાઈમાં જ્યારે જાલભાઇ જેવા કે બીજા પાદરીઓ અમારા ધરમનું અપમાન તથા નિંદા ને હલકા શબ્દોથી યાદ કરે ને કાયદાવાળા તેને અખાડા કરે ત્યારે રાજ્ય કરતાઓના સરવે ધર્મની છુટના મુળ હેતુ ઉપર ધ્યાન પોહોચાડે તેમાં શો વાંધો—તાબુતના તેહેવારથી કંઇ ફાયદો નિજપતો નથી માટે એ તેહેવાર કોઇએ પાળવો નહીં—વાહ વાહ ખરેખરા પાદરી સાહેબના મનમાં એજ વાતછે. મેહેરબાન સાહેબ, અસ્તિકને ફાયદા થાયછે પણ નાસ્તીતકને કંઈ નહીં. હિંદુઓને અમારા હાથનું ખવરાવવાને અમારી કદી પણ ખુશી નથી.

મુસલમાની ધર્મનો વધારો ખાધાપીધાથી થતો નથી પણ એના મજબુત પાયા એવાછે, કે, જેટલી ઈમારત ઊંચીલો તેટલી તેના ઉપર બંધાય.

પેટને સારૂ ધર્મમાં વટલઇ જનારાને ધર્મમાં લીધાથી શો ફાયદો, એના ઉપર તો અમને દાંત આવેછે કે એ ગુણ તો પાદરી સાહેબોમાં હોયછે, પગાર જમીન અથવા તેવાજ

ફાયદાને વાસ્તે અમે ધરીએ છીએ કે સેંકડે નેઉ દેશી માણુસ ખ્રિસ્તી થયા હશે, ને જ્યારથી પૈસા એ કામ સારૂ ન ખરચવા, એ ઉપર ધ્યાન લગાડ્યું છે ત્યારથી હવે થોડા લોકો વટલાય છે. એવો પાદરી સાહેબે પોતાના વિચાર તથા અભિપ્રાય આપ્યોછે.

હવે અહીંથી ખ્રિસ્તી ધર્મના વખાણ પાદરી સાહેબ કરેછે તે આપણે જરા અક્કલની ત્રાજુમાં જોખી જોઇએ—પાદરી લખે છે કે હસન હુસેન રાજને લીધે માર્યા ગયા એનો ખુલાસો તેમના ઈતિહાસમાં અમે આપી ગયા છીએ. તેઓ માણુસ જેવા પાપી હતા, પાદરી સાહેબ તેમણે શાં પાપ કર્યાં હતાં તે મેહેરબાની કરી બતાવશો.

હવે પાદરીસાહેબની ચોપડીના સઘળા લખાણ અહીંથી પોતાના સ્વાર્થના તથા ખ્રિસ્તી ધર્મની ખુબીના છે, તેની એક બાજુએ ખ્રિસ્ત વિશે ને એક બાજુએ ઇમામહુસેન વિશે લખી મુકાબલોકરી બેઉને સરખાવીએ તો ખાતરી થાય કે બેમાં શો ફેરછે ને ખરો કોણ?

પાદરીસાહેબ કહેછે કે ઈમામહુસેન રાજ્યને લીધે માર્યા ગયા તેઓના મનમાં હતું કે બાપની ગાદી આપણુને મળવી જોઇએ. માટે શત્રુએ તેમનો નાશ કર્યો.

ઇમામહુસેન, યજીદ જેવા દુરાચરણીને ખલીફા ( એટલે દીન દુન્યાનો ) ઉપરી નહીં માનવો તેને લીધે શહીદ થયા, ગાદીની આશા એમને નહોતી, નહીંતો મદીનામાં હુલ્લડ થાત. મદીનેથી જતી વખત એમને સર્વેએ રોકયા કે ન જાઓ ત્યારે કહ્યું કે હદીસમાં છે કે મેં'દો અહીં કપાઈ હર-

મની પવિત્રતા જશે, માટે હું અહીં રહી શકતો નથી.

તેઓ માણસ હતા—બેશક તેમજ ઇસુખ્રિસ્ત પણ.

તેઓ માણસ જેવા પાપી હતા.

તેમના પાપ કંઈ જણાતા નથી. પણ ઇસુખ્રિસ્તનો પાપ જણાય છે. કે તે પરમેસ્વરનો દીકરો કહેતો ને તેથીજ યહુદીઓએ પોતાના જુના કરારની આગ્ના પ્રમાણે સુળીએ ચઢાવ્યો.

તેઓની ઇચ્છા મનુષ્યના જેવી હતી—તેમજ ઇશુખ્રિસ્તની ઇચ્છા હતી.

તેઓનો અંત પણ મનુષ્યની પેઠેજ થયો. તેમજ ઈશુખ્રિસ્તનો, જે બહાદુરી નમ્રતા, સબુરી, ઇમામ હુસેને દેખાડી છે તેપણ જગત પ્રસિદ્ધ છે.

તેમજ ખ્રિસ્તનુ મરણ પણ.

માટે તેઓને વીશે શોક કરવાની જરૂર નથી. ત્થા દાન ધર્મ કરવાથી પુણ્ થાયછે. અથવા પાપની માફી મળેછે અથવા તેઓના આતમાને કંઈ ફાયદો થાયછે એમ ધારવું એ પાપછે. ખ્રિસ્તી ધર્મની એવી આગ્ના હશે ખરી પણું હિંદુ મુસલમાન એમ માનતા નથી પુનદાનથી મરી ગએલાને ફાયદો થાયછે.

કેમકે પાપીથી પાપીનું તારણ કરાતું નથી. એ વાત ખ્રિસ્તી ધર્મને સોનાનામો હોર જેવી લાગુ થાયછે,

આપણે સઘળા પાપી છીએ આપણાથી પોતાનું તારણ કરાતું નથી આપણા કોઇપણ કામથી આપણું તારણ થવાનું નથી.

હવે કંઇપણ સારૂં કામ કરવું વ્યર્થછે તેનું કંઈ ફળ નથી એજ આધારે રાજ્ય ચાલે તો સાતરેસાત.

માટે આપણને તારનારની મોટી ગરજ છે, પણ તારનાર નિષ્પાપી અને નિષ્કલંક હોવો જોઇએ, અને તેણે અમારે સારૂ મરણ સોસીને અનંત પુણ્ય કરી રાખવું જોઈએ.

એવા પુરૂષ હસન હુસેન છે કેટલું પુન્ય મરણ સોસી બેગી કરી રાખેલું છે તેનો કંઈ પણપાર નથી,

એવા તારનાર કોણછે? શું હસન હુસેન અને મહમુદ એ ત્રણમાંથી કોઇ જગતનો તારનાર છે? ઘણા પીર પેગંબર થૈ ગયા પણ શું તેઓમાંનો કોઈ તારનાર હતા શું? નાના.

હવે એનો શો ઉત્તર હશે, મુસા નહીં નુહ, નહીં ઇબ્રાહીમ નહી ઇસાહાક નહીં, કોઈ નહીં એતો એવુંજ થયું કે મારા બાપ જેવો રૂપાળો, દુન્યામાં નથી કોઈ ગમે તેટલા દેખાડો પણ હું માનવાનો નહી, એ એક ગાંડી આસ્તા છે હસન હુસેન તથા પેગંબર સાહેબ ખરા તારનાર છે.

એક ઇસુખ્રિસ્ત એટલે હજરત ઈશા મસીહજ પરમેશ્વરનો અવતાર ખુદાનો એક લોટા બેટા.

હજરત ઇશા કોણ તે શું છે તેના વર્ણનની અશક્યતા અહીં જણાઈ આવેછે.

ખુદ પરમેશ્વરને પરમેશ્વરનો દીકરો એ તો ખ્રિસ્તીઓ પોતે સમજી શકતા નથી તો મુસલમાનો જે એક પાક ખુદાનેજ માને તેમને આવી ગુચવણ ભરેલી વાત શું સમજાવી શકશે. અવતાર પણ એક અક્કલ વિરૂદ્ધ વાત છે સર્વ શક્તિવાન પરમેશ્વરને આવી રીતે મનુષ્ય દેહીમાં કેદ ભોગવવી એ તો કેવળ સમજણથી દૂર છે. ને પરમેશ્વરની બેઅદબીછે.

જગત પેદા થયું નહોતું ત્યારે તે હતો. તેણેજ આખુ જગત પેદા કીધું ને તેજ ચલાવે છે.

જુના કરારથી એ વાત નિકળતી નથી. એ ઉપરથી માલુમ પડેછે કે જ્યારે ઇસા બીબી મરિયમના પેટમાં હતા ત્યારે જગત ચલાવવાનો ચાર્જ કોને સોંપેલો કે નવ મહિના સુધી અંધેર નગરીના રાજ્ય પ્રમાણે વગર પરમેશ્વરે દુનિયા ચાલતી હતી?

તેને માણસ અને પરમેશ્વર વચ્ચે મધ્યસ્ત કરવી હતી માટે તેમાં માણસનું તથા દેવપણાનું અગત્ય હતું?

અહીઆં ઇસા તથા પરમેશ્વર જુદા પડેછે એ કેવી ગુંચવણ ભરેલું વર્ણન છે.

આપણે પરમેશ્વરના હુકમ તોડી નાખ્યા તે સઘળા તેણે આપણે સારૂં પાળ્યા.

ત્યારે હવે આપણે પાળવાની જરૂર ન રહી ને પાળવાથી કંઇ ફાયદો પણ નથી કેમકે આપણાથી આપણો કંઈ ફાયદો થઈ શકતો નથી.

તેણે જે ઉત્તમ પ્રકારની નિતી શીખવી તેવી કોઇએ શીખવી નથી.

જુના કારારમાં તે વખતને અનુસરતાં નિતીછે પણ નવો કરાર તો ઈશુના વૃત્તાંતથી ભરપુર છે. તેમાં કંઈ નિતીની રીતી નથી, ને જો કદી હોય તો યુરોપમાં કેવી નિતીછે તે ત્યાં જઈ આવેલા લોકોને પુછેથી ખાતરી થઈ જશે ને અહીંઆં પણ જોવામાં આવેછેજ.

તેણે જેવો સદાચરણ ને પવિત્રાઇનો નમુનો દેખાડયો એવો કોઇએ દેખાડયો નથી.

પવિત્રાઈનો નમુનો દેખાડયો એ વાત ખરીછે, પણ તેવો બીજાએ દેખાડયો નથી એ વાત ખોટી છે કેમકે મુસાની

પવિત્રામાં શો વાંધોછે? નેતેમજ બીજા પેગંબરોની.

તેણે જેવા ચમત્કાર કીધા તેવા બીજા કોઇએ કીધા નથી.

કુરાનની ઉપર મુસાએ જે ચમત્કાર કર્યા તેતો કંઈ લેખામાં નથી પણ લંગડો સારો થયો તે મોટું ચમત્કાર, ખ્રિસ્તીભાઈ જરા વિચાર કરો—એ ચમત્કારોની તે વખતના ઇતિહાસમાં નોંધ નથી.

આપણે લીધે તેણે બહુ દુખ નિંદા સતાવણી ને આખરે પીડા સાથે મોત પણ ખમ્યું.

પરમેશ્વર પોતે તથા તે ખુદજ દીકરાની શી વલે થઈ ને એમ થવાની કંઇપણ પરમેશ્વરને જરૂર નથી.

પણ તે મોતના અખત્યારમાં રહ્યો નથી?

મોતની વ્યાખ્યા વાંચીછીએ ત્યારે મુએલો પોતાની મેળે જીવતો થાય ત્યારે મર્યો નથી એમ કહેવાય કોઇ પોતે મરી ને જીવતો થઈ શકતો નથી જ્યાં સુધી બીજો સજીવન ન કરે.

હવે તે આકાશમાં પરમેશ્વરની જમણી ગમ બેસીને સઘળો અધિકાર ચલાવેછે ને આપણે વાસ્તે વકીલાત કરે છે?

તે ખુદ પરમેશ્વર છે તો વકીલાત કોણ કરશે, ને પરમેશ્વરની જમણી ગમ બેસી—એટલે પરમેશ્વર કોઇ બીજી વસ્તુ છે તેની જમણી ગમ બેસીને—એટલે ખુદ પરમેશ્વર નથી

આગળ જે તારનાર થઈ ગયા તે વિશે ઈશુએ કહ્યું છે કે ચોરને લુટારા હતા?

એ તો પેંગબરોની નિંદા થઈ તે પરમેશ્વર પોતે ઈશુ ને પોતાના પેંગબરોની નિંદા કરે એ વાક્યને વચન ઉપર કેટલું વજન રાખીએ.

ને ખ્રિસ્તે કહ્યું છે કે ઘણા મારા નામે આવશે તો તમે તે માનતા ના?

ખ્રિસ્તના નામથી જે આવે તે વિશે એ વાક્ય છે પણ તે નામ શિવાય પેગંબર આવે તેને માનવાનો હુકમ આ ઉપરથીજ માલુમ પડે છે.

કુરાનમાં ઈશુ મરિયમ વિગરેનાં વખાણ જે લખેલાં છે. તે ઈશુ મુસલમાનનો જુદોજ છે ને ને ખ્રિસ્તીઓના ઈશુને કઈ સબંધ નથી. ખ્રિસ્તી ત્રીપુટીવાળા વિશે ઈશ્વર કુરાનમાં ફરમાવે છે કે તે કાફર છે.

વહાલા વાંચનારા હવે તમને મોહરમ વિશે અને ઇમામ હુસેનના શહીદ થવા વિશે પુરતુ જ્ઞાન થયું. ફકત ધર્મનો ઉપરી એક દુરાચરણીને ન ગણવો તેને વાસ્તે શું શું વેઠયું, કેવી ધીરજ, બહાદુરી, ને ધર્મ દેખાડયો. ખરીવાત છે કે ઐશ્વર્યતાનું અંશ પરમેશ્વરે બની ઇસમાઇલમાં ને તેમાં બની કુરેશના કુટુંબમાં રાખેલું હતું ને છે.

કોમળ મનના હિંદુઓ મે એ બીના ઉપર કેમ દયાન ઉપજે. ઇમામહુસેનની બોબી હજરત શેહેરબાનુ ને યજદજર્દ બાદશાહની સાહેબજાદી તેમને દુખી સાંભળી કીઓ પારસી આંખે આંસુ ન ઢાળે, માટે મોહરમના તેહેવારમાં બધા દાન કરે છે ને એ તેહવારને મોટો માને છે.

---

# જાહેર ખબર.

ખ્રિસ્તીઓ મુસલમાની દીન ઉપર લખેલી ચોપડીઓના જવાબ તૈયાર થાય છે. કીમત

ડોસીના ડોસાની વાર્તા.................૦—૦—૩

આફતાબે ઈસલામ ખ્રિસ્તી અબદુલ્લાની મુહમદ સાહેબના ચમત્કાર નામની ચોપડીના જવાબ....... ...........૦—૨—૦

સુંદર શીખામણ (મુહમદી દીનની પરખનો જવાબ .................. ૦—૦—[illegible]